શ્રી

# [illegible]આજી રસીક મધુર

## ગાયન સંગ્રહ

શ્રી ગુણ વર્ધક મંડળી તરફથી


રચનાર

જાની નાથાલાલ ભગવાનજી તથા

કડીઆ. ચકુભાઇ છગનલાલ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

પટેલ, મગનલાલ કેશવલાલ. તથા

પટેલ. હરગોવન કહાનદાસ. તથા

પટેલ પાનાચંદ કાળીદાસ

પ્રત ૨૦૦૦ આવૃતી ૧ લી

અમદાવાદ

સીવીલ હાસ્પીતાલ સામે પાનાબાઇની વાડીના

મેડા ઉપર વિશ્વેશ્વર પ્રેસમાં ઇશ્વરદાસ

જેકણદાસે છાપ્યા

સંવત ૧૯૫૪ સને ૧૮૯૮




કીમત રૂ. ૦—૧—૬

શ્રી

# ઉમીઆજી રસીક મધુર

## ગાયન સંગ્રહ

શ્રી ગુણ વર્ધક મંડળી તરફથી

રચનાર

**જાની નાથાલાલ ભગવાનજી તથા**

**કહીઆ. ચકુભાઇ છગનલાલ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**પટેલ. મગનલાલ કેશવલાલ. તથા**

**પટેલ. હરમોવન કહાનદાસ. તથા**

**પટેલ પાનાચંદ કાળીદાસ**

---

**પ્રત ૨૦૦૦ આવૃતી ૧ લી**

---

**અમદાવાદ**

સીવીલ હારપીતાલ સામે પાનાભાઇની વાડીના
મેડા ઉપર વિશ્વેશ્વર પ્રેસમાં ઈશ્વરદાસ
જેકણદાસે છાપ્યા

---

**સંવત ૧૯૫૪ સને ૧૮૯૮**

---



---

**કીમત રૂ ૦—૧—૬**

# श्री उमीआजी



૬૮૨૭

# શ્રી ઉમીઆજી રસીક મધુર

## ગાયન સંગ્રહ.

### ગાયન ૧ રાગ નાચ.

નમીએ નીતે પ્રીતે નીશદીન હે માજી તુજ પદમાં;
ઝુમ ઝુમ ઝુમ ઝુમ, ઝનનનનનન.
તારોને તારોને, માજી તનનનનનન;
તોમ્ત તોત્મ કીડ કીડ ધા ધા ધા.
નમી નમી સૌ મળી ગાઓ ગીત સા,
સારી ગમ પધ નીસા, સારીગ રીગમ ગમપ.
મપધ પધની ધનીસા સારી સારીગ રીગ રીગમ;
ગમ ગમપ મપ મપધ પધ પધની ધની ધનીસા.
સારી ગમ પધ નીશા, નમીએ નીતે પ્રીતે.

---

### રાગ. ડોસી તારો દીકરો. ૨

અતી હરખ મને થાય છે;
ઉમીઆજી માતને પુજાનું મન થાય છે.
ઉંઝા નગરમાં આપતો બીરાજો;
તુમ દરશનમાં ચીત મારૂ ચાહ્ય છે. ઉમીઆજી.
દર પુનમે દરશંન કરવા;
જાત્રાળુ ઘણા ભેગા થાય છે. ઉમીઆજી.
કેશર ચંદન કુમ કુમ ઘોળી;

ભાવ સહીત પુજા થાય છે. ઉમીઆજી.
ત્રણ જગતના માતા તારણહાર છો;
આપ વિના કોણ તારનાર છે. ઉમીઆજી.
ભવ સાગરમાં ડુબી મરૂ છુ;
દયા કરો સેવક દુઃખી થાય છે. ઉમીઆજી.
પાનાચંદ મા પાય નમે છે;
મગન તમારા ગુણ ગાય છે. ઉમીઆજી.
દાસ નથુ માજી કરજોડીને;
ગુણ તમારા રૂડા ગાય છે. ઉમીઆજી.
હરગોવન મા નીત્ય નીમને;
માના મંડપ માંહી જાય છે. ઉમીઆજી.
ચકુ તથા મગન સુત મોતી;
માના દરશન નીત્ય ચાહુ છે. ઉમીઆજી.

---

## રાગ. મીઠી પ્રીતી પ્યારી. ૩

માજી ભકતી તમારી લાગે છે પ્યારી;
કરૂ આવારી નિત્ય હું આવીને.
જગત જનેતા માજી એ મારી, ધુપ ધુમાદીની ધુમ;
ઉડી રહી માજી તુમ આગે, નાચુ છનનન છુમ. માજી.
પાપ અમારા આપ નીવારો, દેજો દરશન આજ;
દાસ મગનલાલ નમન કરે છે, રાખો સેવકની લાજ. માજી.

---

## રાગ. ચાલીજા ચાલીજા ૪

શેવક સો માને ભજીલ્યો આવાર;
ભજો નીત્ય ભાવે અતી ગુણ ગાવે.
સો દુઃખ જાવે, તારો તો આવાર;
કુડ કપટને છોડો આવાર. તુ.
કરજે ધરમનું કામ અપાર;
જગત જનેતા છો તારણહાર.
આવીને વંદુ હું વાર હજાર;
અતી દુઃખ જાવે, માજી સુખ પાવે.
ભજુ નીત ભાવે, નમીને આવાર. સેવકો.

---

## રાગ. વીરજીનેશ્વર. ગરબો. ૫

ઉમીયાજી મા તુને નમન કરૂ માજી નેત્ર નીહાળી;
કંચનવાન શરાર માજી, નમુ તુમને સંભાળી. ઉમી.
સાડી શોભે છે રૂડી અંગપર સાર, કાંને લોલક. માજી
શોભે અપાર;
કંઠે ઝળકે છે હીરા તણોહાર, આવીને વંદુ હું વાર હજાર.
શોનાનુ છતર માજી શોભે છેમાથે, કંકણ ચુડી માજી દીપે છે હાથે;
સરવે શેવક નમો માજીને પાય, સુખ શાંન્તી આપે તમોને સદાય.
ઓ માજી વંદન કરૂં છું આવાર, દાસ તારાની મતી સુધાર;
શરણે લેઇ માજી છો તારનાર, દાસ હરગોવન નમેછે આવાર.

---

## રાગ. શું દઇ સતુંને જાવા. ૬

માજી મુરતી દેખી પ્યારી નમુ આવારી;
છો પ્રાણ તણાં આધાર, હવે શેવકને તારી. નમુવારી.
મેં કર્યાપાપઅપાર,હું થયો છેકલાચાર;માજીમાફીમાગુઆવાર.
આ દુઃખમાંથી ઉગાર, માજી દયા દીલ ધારી. નમુવારી.
માજી છો તમે તારણહાર,નમી નમી કહું આવાર,છો જગતનાં
આધાર; માજી ઉતારો ભવપાર, જાણી ગરીબ મુજધારી. નમુ.
હું ગરગરી કહુ છું આજ; માજી છો મારા શીરતાજ;
શેવકની રાખો લાજ છુ શરણે તમારી. નમુવારી.

---

## રાગ. ધીરે ધીરે. ૭

તારો તારો તારો, તમે ઉમીઆ માત;
દયા કરી તારો; તમે ઉમીઆ માત.
તારોજી, તારોજી, તારોજી, તારોજી;
ગરીબ છું હું અનાથ, માજી માહારાં, ગરીબ. તારો.

સાખી

ઉંઝા નગરમાં આપ બીરાજો, મોટી તમારી મા આશ;
હાથ જોડી માજી અરજ કરૂં છું, છું હું હરગોવનદાસ.
ખરેખર માનુ છું માજી મયાળી દીસે અતી દયાળ;
માજી પામર પાળ.

---

## રાગ. રંગ માંણો મારા રાજ. ૮

ઉમીય જી મુને તારેરે, મુને જાણી તમારો દાશ. ઉમીયાજી.
ધ્યાન જ્ઞાનમાં ચીત ન રાખ્યું, હવે પસ્તાવો થાય;
કેશર ચંદન ફુલ ગુલાબથી, નીત્ય કરૂ પુજાયરે. ઉમીયાજી.
હરખ ધરી આરતી કરૂ, ગાઉ ગુણ અપાર;
ઉમીયાજી માતુ શેવક જાણી, ઉતારો ભવપાર. ઉમીયાજી.
મગન તથા હરગોવન માજી, ગુણ તમારા ગાય;
ચકુ તથા પાનચંદ માજી, માગે સુખ સદાયરે. ઉમીયાજી'

---

## રાગ. પ્રેમનો કોલદીઓ. ૯

પ્રેમથી માજી આવી નમુ આવાર, માજી છો તમો તારણહાર.
શેવકનાં દુઃખ હરનાર. પ્રેમથી.
ભકતી કરૂ મા ભાવથીરે, લાગુ નમીને પાય;
શેવક જાણી તહાયરે મા, આપો સુખ સદાય. પ્રેમથી.
મોતીલાલ મા નમી નમીરે, ગુણ તમારા ગાય;
દાસ ચકુ કરજોડી કહે છે, સોને કરજો સહાય. પ્રેમથી.
ઉંઝાનગરમાં આપ બીરાજો, ભકતોની દેવી દયાળ;
જગત જનેતા માજી઼ઓ મારાં, તમે છો પાંમરપાળ. પ્રેમથી.

---

## રાગ. દેખી તેરી વફાદારી. ૧૦

માજી ઊમીયાજી મારી, આવો નમુ હું આવારી.
અરે હાં, રેહાં, રેહાં, આ, આ, આ. માજી.

તમો છો માજી તારણહાર, પ્રાણ આધાર, નમુ આવાર;
અરે આવાર, આ, આ, આ, આ, રી. માજી.
માજી નમી કહુ આવાર, હવે મુને તાર, જગત આધાર;
દયાદીલ ધાર, આ, આ, આ, આ, રી. માજી.

---

## રાગ. સુરે કહુરે મારા દુઃખડાની વાતો. ૧૧

સહાહે થાજો મા ઉમીયાજી અમોને, તારો સેવક તમારારે;
મેહેર કરીને એ માજી અમને, શાન્તીનાં કરનારાંરે સા.
નીત્ય આરાધુ માજી એક તનમાં, કાપો દુઃખ કૃપાળુરે;
એ માજી આધાર અમને તમારો, ઉમીયા દેવી દયાળુરે સા.
કૃપા કરી માજી અમને ઉગારો, શરણે આવ્યો છું તમારીરે;
દાસ હરગોવન કહે કરજોડી, આશા પુરોને અમારીરે. સા.

---

## રાગ. નીરબળ શત્રુ ૧૨

જોને જાગી જીવ અભાગી, શું નીદ્રામાં ઘોરે છે.
શીરપરં તારા કાળ ભમે છે; ધર્મ રૂપી ધન ચોરે છે;
આ સંસાર અસાર, જીવ જાણજે આવાર. (૨)
મોહમદ માયા લોભે નથી તરનાર;
જમરાય જાલી જાશે અંતે ખાસો માર. જોને જાગી.
આ તંન છે પતંગ નહી જાતાં લાગે વાર; (૨)
માટે માનુ નામ લેજે લગાડે નહી વાર.
મગન કહે માતા ગુણ ગાવો તરસો આ સંસાર. જોને જાગી.

---

## રાગ આજુની ગોપી. ૧૩

### ઉભી રહી રાસ રમે.

ઉભા રહી સાંમા મોડે, માજીને વંદો ઉભા રહી સાંમા મોડ;
સોવન મુગટ સીરપર સોભે, હીરા ટાંકયા છે થોડે થોડે. માજી.
અંગ ઉપર માજી સોભે છે સાડી, દરસન કરવા ચીત દોડે. મા.
કેસર ચંદન કુમ કુમ ઘોળી, પુજા કરો સૌ જોડે. માજી.
દાસ ચકુ મા નીત્ય નમીને, માજી આગે હાથ જોડે. માજી.

---

## રાગ સ્વામીની રક્ષા કરજો. ૧૪

ધ્યાંન તમારૂં ધરીએ, ઉમીયા માજી ધ્યાંન તમારૂં ધરીએ;
માજી તમારાં ભકિત કરીને, ભવસાગર અમે તરીએ. ઉમીયા.
જગત જનેતા માજી ઓ મારાં, પુજીને લાવો લઇએ. ઉમીયા.
કેસર ચંદન ભરી કચોળા, માજીની પુજા કરીએ. ઉમીયા.
માંથે મુગટ માજી છત્ર બીરાજે, દેખી હરખ ઉર ધરીએ ઉમીયા.
માજી કૃપાળુ દેવી દયાળુ, નીત્ય તમોને સમરીએ. ઉમીયા.
દાસ નાથાલાલ કહે કરજોડી, માજી કૃપાથી તરીએ. ઉમીયા

---

## રાગ ગોપીચંદ લડકા. ૧૫

ઓ માતુ અમારી, આપ બીરાજો ઉંઝા ગાંમમાં;
રાજનગરથી સૌ નરનારી, આવે દરસન કાજ ( ૨ )
દરસંન દેજો માજી અમોને, નમીને કહુછુ આજરે. ઓ માતુ.
હરનીસ ઓછવ [illegible] પ દ્વારે, થાય છે અપરમપાર ( ૨ )

અતી આનંદે દરસંન કરવા, આવે નરને નારરે. એ માતુ.
માજીના આગળ આરતી થાયે, મંગળ ગીત ગવાય. ( ૨ )
ચકુ તથા નાથાલાલ માજી, ગુણ તમારા ગાયરે. એ માતુ.

## રાગ ગીતી. ૧૬

ઉમીયા માતુ આજે, સૌ શેવકને સ્હાય કરો આ વાર;
કૃપા કરો આ વારે, સૌ શેવકને આપ તણો આધાર.
માજી તુજ આગળ હું, માગુ એટલુ સૌને કરજો સ્હાય;
શીસ નમાવી આજે, આ સેવક સૌ ગુણ તમારા ગાય.

## રાગ અરે મારા પ્રાણના દાતા. ૧૭

અરે ઓ માત અમારી, નમી કહુ વાત હું મારી;
કર્યા મેં પાપ આભારી, કરમની સી ગતી ન્યારી. અરે.
ભમ્યો હું કાળ અનંતી વાર, જડી ના એક મુને બહારી;
માજી દીલમાં દયા ધારી, સ્હાયે થાઓ માતુ હમારી. અરે.
અરે મોરી માત જોડી હાથ, નમે સૌ સાથ આવારી;
નમું આવી હું દયાળુ માત, લેજો સૌ બાળને તારી. અરે.

## રાગ મેરો નેમ ચલો. ૧૮

મુને માજી મીલનકી આસ, ધરૂ ધ્યાંન તેહનુ મુને. ( ૨ )
નાંસદીન માજીકુ ધ્યાન ધરતહે, મારે [illegible] રે જબ લગી
ઘટમાં પ્રાણ; ધરૂ ધ્યાંન તેહનું મુને.

માની મુરતી પ્યારી જાવું બલીહારી, માજી મેરા જબ લગી
ઘટમાં પ્રાણ ધરૂ ધ્યાંન તેહનુ. મુને.
માજી ઉમીયાજી મેહેર કરો મા, માજી ગુણ ગાયરે તમારો
દાસ; ધરૂ ધ્યાન તેહેનું મુને.

---

## રાગ સાંણી સખી ગરબો. ૧૯

માજી આજ અરજ એક, સુણો માહરી. (૨)
હું છું સેવાનો માજી દાસરે. માજી આજ.
આશરો અમોને માજી એક આપણો. (૨)
છો માજી દેવી દયાળરે. માજી આજ.
સેવક સાથ જોડી હાથ નમીએ માજી આજ. (૨)
છો માજી તારણ હારરે. માજી આજ.
મોતી મગન હરગોવન નમે છે વારંવાર. (૨)
ચકુ તમારા ગુણ ગાયરે. માજી આજ.
દાસ પાનાચંદ માજી અરજ કરે આજ. (૨)
નથુ કહે મા સૌની રાખો લાજ રે. માજી આજ.

---

## રાગ. રેનાબોલો આવી વાત. ૨૦

માજી ઉમીયાજી મોરી માત, પ્રેમેથી પાય લાગુ. માજી.
માજી મેહેર કરોને આજ, સેવકની રાખો લાજ;
તમો સૌનાં છો શીરતાજરે, ઉમીયાજી. માજી.

**સાખી.**

પાપ અમાપ અનાદીનાં, કાપો મોરી માત;
સૌ શેવક આવી નમે, જગમાં છો પ્રખ્યાત.
પ્રેમેથી પાય લાગુ, માજી ઉમીયાજી મોરી માત;
માજી સૌને કરજો સહાય, હરગોવન લાગે પાય.
મગનલાલ ગુણ ગાયરે, ઉમીયાજી. માજી.

---

રાગ. ગયો ક્યાં છોડી મને દીલજાંના. ૨૧

અરજ ઉમીયાજી માતુ અવધાર, મુને તુમ તણો આધાર. અ.
ઉઝાનગરમાં આપ બીરાજો, સેવકનાં શીરતાજ;
ચંદન ચરચા વંદન કરીએ, શેવક સઘળા આજ. અ.
પાપ અમારા આપ નિવારો સારો સેવકનાં કાજ;
દેવી દયાળુ માજી કૃપાળુ રાખો અમારી લાજ. અ.
જગત જનેતા માજી ઓ મારી, છે તારો આધાર;
અમે શેવક સૌ બાળ તમારા, તારોને આવાર. અ.
નિશદીન તારૂ ધ્યાન ધરૂ છું, સાંજ અને મા સવાર;
કરજોડી સૌ સેવક માગે, માજી અમોને તાર. અ.

---

રાગ. થયા છોરે પતી. ૨૨

માતુ મારી ઉમીયાજી માજી, વંદન કરીએ આજ;
વંદન કરીએ આજ માજી. વંદન કરીએ આજ. માતુ.

ઉઝાનગરમાં આપ બીરાજો, સૌને કરજો સ્હાય. હાં.
મોરી માતા, સુખ સાતા, આપો દાતા, ગુણ ગાતા;
ઉમીયાજી માજી નેહ નજરથી સૌની રાખો લાજ. માતુ.
રાજનગરથી સૌ નર નારી, દરશન કરવા કાજ. હાં.
માના પારે, સૌ આવે, દુઃખ જાવે, સુખ પાવે;
છો જગ્ત જનેતા માજી ઉમીયા સેવકના શીરતાજ. માતુ.
જગ્ત જનેતા માજી આજે દયા કરો દાતાર. હાં.
ખુબી તારી, બહુ ભારી, આચારી, માજી મારી;
માજી પાપ નીવારો દીલમાં ધારી સારો સૌનાં કાજ. માતુ.

---

## રાગ. હતી ક્યાંરે સૌ શોધીએ અમે. ૨૩

લાજ રાખોરે ઉમીયાજી મા તમે;
શેવક આવીરે માજી આપને નમે.
ચંદન ચરચીરે વંદન કરીએ અમે;
માજી ભકિતરે તારી બહુરે ગમે.
નર નારી માજી નિત્ય, રાખી ચીત, ગાવે ગીત. લાજ રાખોરે.
શેવક આવે માજી આજ, દરશન કાજ; માજી સૌની રાખો લાજ.
ઉમીયા માજીરે ગુણ ગાઉ તમારા;
સૌ શેવકરે માજી બાળ તમારા.
સહાય કરજોરે ઓ માજી અમારા. લાજ રાખોરે.
શ્રાવણ માસરે સુખે સઘતો ભરાય;
નર નારીરે માના ગુણ રૂડા ગાય.
ફરતે ગરબો ગવાય; અતી આનંદ થાય.

ચકુ કહે છે મંમાય; શેવક આવી સૌ નમે. લાજ રાખો.
ઉમીયા મા તમેરે સૌ શેવકની પુરો આશ;
શેવક સઘળા આજ મળી મા આવ્યા તમારી પાસ.
ઉમીયા માજી દેવી દયાળુ, જાણી તમારા દાસ; ઉમીયા. લાજ.

---

## રાગ એવીરે રંભા જાણી. ૨૪

ઉમીયાજી માતા જેવો તેવોછું હું તારો;
કુડ કપટને માયા લોભી જગમાંછું હું ધુતારો,
એક નામનો આસરો તારો, તેથી કેહેવાયો સારો. ઉમીયાજી.
પરનારીસુ પ્રીત કરીને, પાપ ઘણા મેં કીધાં;
માયા કપટ વીષ પ્યાલો પીધો, અનેક અવગુણ કીધા ઉ.
ઉમીયા માતા તુજ ગુણ ગાતા દયા દીલમાં ધારો;
હું અજ્ઞાની બાળ તમારો, ભવજળ પાર ઉતારોરે. ઉમીયાજી.

---

## રાગ વાહે પ્રભુજી. ૨૫

માજી ઉમીયાજી આજે, આવી હું નમું તુને;
કૃપા કરી દુઃખ કાપી સુખ તો, આપો મુને. માજી.
એક તો અરજ કરૂ. આપનું હું ધ્યાન ધરૂં. (૨)
દયા દીલ ધારીને અરે હાં, (૨) માતાજી ઉગારો મુને. માજી.
મારા દુઃખમાં તો માજી, કશી રહી નહી મણા. (૨)
આવી નમું આપને અરે હાં (૨) ઉગારીને તારો મુને. મા.

---

### રાગ અરેરે સ્વામી નાથ. ૨૬

મનુષ્યપણું તારૂ ખેલમાં ખોયું,પ્રભુ નામ તે કદી નથી જપ્યું;
જરૂર જાણજે જોબન તારૂં જસે,સમજ જીવડા શી ગતી થસે.
જગત સ્વામીને નથી ભાવથી ભજયા, પાપ કુકર્મ તેં નથી
કદી તજયા;
પ્રભુ તેનો તો હીસાબ માગશે સમજ.
ચતુર પ્રાંણી જો તું વીચારારે,અંતે થસે તારી ભાઈ ખરાબીરે;
કુડ કપટ તેં બહુ કર્યા હશે. સમજ.
હે જગતનાથ નમન હું કરૂં, હાથ જોડી જે પાય હું નમું;
તુજ વીના મુને કોણ તારસે. સમજ.

---

### રાગ સત્ય કહુંછું ૨૭

સત્ય કહુંછું ઉમીયાજી માતા, કરો સેવકને સુખ સાતા;
સૌ આવ્યા માજી તુજ પાસે, અતી હરખ ધરીને ઉલ્લાસે.
સત્ય કહુંછું ઉમીયાજી માતા.
માજી પાપ કીધાં છે મેં ભારી, નથી ઉગરવાની બારી;
માજી મહેર કરી મુને તારો, ખરો આસરો છે માજી તારો. સ.
માજી કષ્ટ અપારાં કાપો, માફી માગુ સદા સુખ આપો;
આવી સેવક સૌ અરજ કરે છે, માજી ઉમીયાનું ધ્યાન
ધરે છે. સત્ય.

---

### રાગ આસી વાત હાંડા કેરી નારી. ૨૮

મારી માજી મયા કરી તારો, મુને તો આ વારી;

કષ્ટ કાપો મારાં ઉમીયા માત, દયા દીલ ધારી. મારી માજી.
કરો માફી અમારા વાંક, રઝળીયો હું રાંક;
તેથી આવ્યો હું સરણે તમારી, લેજો મા ઉગારી. મારી.
તુજ ખોળામાં મુજ આશ, નમું જગદીસ;
આવી નમન કરૂ હું વારી, લેજો માજી તારી. મારી.

---

રાગ એરે મામા મારા કર્યો આ સો કેર. ૨૯

છોજી માજી મારા નમુ હું આ વાર,
મારામાં છે અવગુણનો નહી પાર;
દયાવંત દીસો તમે તો દયાળ,
આવી નમુ ચરણે લેજો મારી ભાળ.
માજી આવી નમન કરૂછું હું આજ;
દયા દીલમાં લાવી રાખો મારી લાજ,
શેવક સો અરજ કરે છે આ વાર,
તમે માજી મારંછો પ્રાણ આધાર.

---

રાગ. ચમકતી ઠમકતી. ૩૦

ચમકતી ઠમકતી સુરતીરે,
મારા મનમાં વશી મારા તનમાં વશી;
તમે મા દયાળુ છો ઘણાં કૃપાળુ, મારા.
આજ્ઞા ઉઠાવુ માજી હું હશીરે.
મુજ પ્રાણ ત્યા લગી નહીરે વીસારૂ,
ઓ માજી હું વંદન કરૂં દીલ કશીરે; મારા.

દાસ નાથાલાલ અરજ કરે છે,
આવી રૂડી ભક્તિ મારા, મનમાં ઠસીરે. મારા.

---

## ગાયન ૩૧ રાગ બનજારો.

ઉમીયાજી માત અમારી, આવે દરશન નરને નારી;
માજી ઉંઝા નગરમાં બીરાજે, દરવાજે નોબત વાજેરે.
છે માનસરોવર ભારી, આવે દરશન નર ને નારી;
માનું દેરૂં ગંભીર ગાજે, તેમાં માજી આપ બીરાજેરે;
છે સીંઘાશન બહુ ભારી, આવે દરશન નર ને નારી.
માજી મંડપ રચના વખાણું, માનું દ્વાર જડયું છે રૂપાનુંરે;
તેમાં ચિત્ર કામ છે ભારી, આવે દરશન નર ને નારી.
બે ગોખ મધ્યે બીરાજે, તેમાં ગણપતિ ભેરવ ગાજેરે.
છે ભોંયરૂ ત્યાં એક ભારી, આવે દરશન નર ને નારી.

---

## ગાયન ૩૨ રાગ ક્ષત્રીકલંક.

છો ઉમીયાજી મોરી માત, દરશન હવે દયોની મુનેરે;
થયાં સૌ જુગમાં પ્રખ્યાત ,,
માજી વશીઆં ઉંઝા ગામ ,,
ત્યાં કરીને બેઠાં માજી ધામ ,,
સૌ ભક્ત આવીને ગુણ ગાય ,,
તેતો આવીને લાગે તોરી પાય ,,
સૌ સમરે તુને સંગાથ ,,
લાગે હરગોવન મા પાય ,,

## ગાયન ૩૩ રાગ બંધ કીલ્લો.

અમો હેતેથી જઇએરે, સૌ મળી ઉંઝા કેરે ગામ;
ઉંઝા નગરમાં માતાજી કહીએ, માતા ઉમીયાજીનું ધામ. અમો
હેતેથી આવીને દરશન કરીએ, પ્રેમે કરાને પ્રણામ; અમો,
મગનલાલ મા દાસ તમારો, રાજનગરમાં મુકામ. અમો.

---

## ગાયન ૩૪ મું રાગ રાધા મારી રાંકડી.

હેતેથી ચાલોને ઉમીયા માય. ૨ દરશનથી સુખ થાય.
છો તમે અંમાય, કરો સેવકને સહાય, સહાય, સહાય. હેતે.
દરશન દ્યો તમે માતુ અમારી, લાગુ તમોનેરે પાય;
અક્ષત પુષ્પ લઇને માજી કરીએ અમે પુજાય.
પુજાય, પુજાય, પુજાય, પુજાય. હેતેથી.

---

## ગાયન ૩૫ મું રાગ ક્ષત્રી કલંક.

શું વર્ણન કરૂં માજી આજે, સોભા તે તારી શો કહુંરે;
કરો ઉંઝા નગરમાં રાજ ,,
માજી ઉગમણો દરબાર ,,
તારા તેજ તણો નહીં પાર ,,
માને શું સોભે સણગાર ,,
તેનું વર્ણન કરૂં આણીવાર ,,
માજી પેહેરણ દક્ષણી ચીર ,,
ચંદ્ર સરીખું ઝળકે શરીર ,,

કલ્લાં કાંબી ને અણુવટ સાર ,,
વીંછુવા ઝાંઝરનો ઝમકાર ,,
નાકે નથ વેસર છે સાર ,,
માને ઉર એકાવળ હાર ,,
માજી કહેતાં ન આવે પાર ,,
માજી નમી કહું વારંવાર ,,

---

## ગાયન ૩૬ મું રાગ ગીરધારી.

હું સમરૂરે ઉમીઆ માત અમારી, કીધી વાઘ ઉપર અસ્વારી;
તમો વસીઆંરે ઉંઝા નગરની માંહી, સો શેવકનાં સુખદાઇ.

ઝુલણ.

સો આવે નરને નારીરે, માજી મોટી આશ તમારીરે;
તેનાં દુઃખડાં નાંખો વીદારીરે, માતાજીરે દરશન દ્યો આ
વારી. કીધી વાઘ.

આજ આનંદરે અતિ ઘણો મુને થાયે,તુજ દરશનથી દુઃખ જાયે
જે કો આવીરે માનસરોવર નહાએ,તેનાં ભવનાં પ્રાશ્ચીત જાએ.

ઝુલણ.

માજી આજ અમોને તારોરે, હું શેવકછું મા તમારોરે;
તમ ભકિત તણો કરનારોરે, હરગોવનરે આવી નમે આ
વારી. કીધી વાઘ.

---

## ગાયન ૩૭ મું રાગ આજે આનંદ.

આ.જ ચાલોને ઉંઝા ગામ જઇએ;

માજી ઉમીઆને નીરખી પાવન થઇએ;
માજીના ગુણ ગાઇએ, પુજીને પાવન થઇએ.
જય જય જય જય આજ.
માજી રચના તે તારી શી કહું, તેજ માનું તે આજ ઝળકી રહ્યું.
શોભા તેની શી કહું, પ્રફુલીત મારૂ મન થયુ;
જય જય જય જય આજ.

---

## ગાયન ૩૮ મું રાગ મુને ભીખ માગતી.

માજી સૌ શેવક સરણે તારી. ૨
સરણે તારી લેજો ઉગારી. માજી સૌ.
ઉંઝાં નગરમાં આપ બીરાજો;
ઉમીઆજી માતુ મ્હારી. માજી સૌ.
માજી ઉમીયા નેહ નજરથી;
સૌ શેવક લેજો તારી. માજી સૌ.
ઉમીઆજી માજી જગ અજવાળી;
જગત જનેતા માજી મારી. માજી સૌ.

---

## ગાયન ૩૯ મું રાગ માલીની છંદ.

ઘડી ઘડી ઘડી માજી તુજ પારેજ આવું;
પળ પળ પળ વારે, શીશ તુને નમાવું.
વર વર વર આપો મોક્ષદાઈ સદાએ;
રહી રહી રહી આશ્ર ગુંથ આતો લખાએ;

---

## ગાયન ૪૦ રાગ અવર મદન.

સહાય થાજો ઉમીયામાતા,સંકટ નિષે સહાય થાજો ઉમીયામાતા
માતુ તમો છો દુઃખના હારક, શેવકનાં સુખસાતા; સંકટ
દુઃખ અમારૂ દુર કરીને, થાય અમને સુખ સાતા. સંકટ
માજી આપના આશરે આજે, શેવક સૌ સુખી થાતા. સંકટ
માફ કરો મુજ ગુનામાતુ શ્રી, નીશદીન ગુણ રૂડા ગાતા; સંકટ

---

## ગાયન ૪૧ મું રાગ નાચનો ગરબો.

સૌને સહાય થાયો, માજી ઉમીઆજી આજ;
કરીએ નમન, શીર નામીરે.
છોમા અનાથનાં નાથ દયાળ દેવી, અર્જ સ્વીકારો અમારીરે;

સાખી.

માજી ઉમીયા મા તમો, સૌને કરજો સહાય;
સેવક સૌ આવી નમે, આપો સુખ સદાય.

દરપુનમે આ સંઘ ભરાય, કર જોડી નર નારી લાગે સૌ પાય;
એક ચીતે માજીનારે ગુણ ગાય, તો સૌ નીશ્ચે સદા સુખ થાય.
છો જગત જનેતા માત, ઉંઝામાં વસીઆં છો;
માજી આવી સ્વપ્ને આજ, જાણે હસીઆં છો.
કરો કૃપા માજી છો માળરે, અરજી ઉર ધરજો ઉર ધરજો;
છો જગતનાં દીન દયાળરે, અરજી ઉરધરજો ઉરધરજો.

---

## રાગ સખી સુખ જગતમાં કાંઇ નથી. ગાયન ૪૨

મારી માજી ઉમીયાજી મા તારો સુને;

તારો મુને મા ઉગારો મુને. મારી.
ઉંઝા નગરમાં આપ તો બીરાજો;
આવી નમે સૌ સેવક તુને. મારી.
અતી ઉમંગે મા ભક્તિ તમારી.
આવી સેવક સૌ કરીએ અમે. મારી.
અમે સેવક સૌ બાળ તમારા;
નમીએ માજી સૌ આવી તુને. મારી.

---

## રાગ કરોને કૃપા દીનાનાથ ગાયન ૪૩

અરે ઉમીયાજી માતુ આજ, સેવકને સ્હાય કરજે; અરે.
માજી પ્રેમે લાગુ પાય, શેવકને કરજો સ્હાય;
સૌ આવીને ગુણ ગાયરે, ઉમીયાજી. સેવક.

### સાખી.

ઉમીયા માજી આ સમે, સૌને કરજો સ્હાય;
નીસદીન માજી તાહરા, દાસ ચકુ ગુણ ગાય.
સેવકને સ્હાય કરજે, અરે ઉમીયાજી મોરી માત;
માજી મેહેર કરોને આજ, રાખો શેવકની લાજ.
સૌ આવી નમે મા આજરે. ઉમીયાજી. સેવક.

---

## રાગ પિયુને તજાવનાર. ગાયન ૪૪

ઉમીયા માજી આજે તારૂ ધ્યાન હું ધરૂં;
ઉમંગે આવી મા તારી, પુજા હું કરૂં. ઉમીયા.
છો ઉંઝા નગરના વાસી, કરજો માજી સ્હાય;

આપણી કૃપા થકી મા, દુઃખ દુર થાય. ઉમીયા.
માજી માહરા સીર તાજ, નમી લાગુ પાય;
માજી તારા દરસનથી, દુઃખ સૌ કપાય. ઉમીયા.
મેહેર કરોને માજી મારાં, સેવકને આ વાર;
સેવક સઘળા આવ્યા માજી, આપણા દ્વાર. ઉમીયા.

---

રાગ કઇને મારી કઇને કાપા સ્વાર્થ સાધવો પહેલો. ૪૫

નીસદીન તારૂં ધ્યાન ધરૂં મા, મેહેર કરી મુને તારો;
સરણે આવ્યા સેવક તારી, અર્જ તમો સ્વીકારો.
નમે સૌ સેવક આ વારી, માજીની ભક્તિ છે પ્યારી;
ઉમીયા માજી શેવક રાજી, કરજો માજી આજ.
શેવક સઘળા નમન કરે મા, રાખો અમારી લાજ;
દરસંન દ્યો મેહેર કરી માજી, સેવક સૌ થાએ રાજી રાજી.
ધ્યાંન ધરો માજીનું આજે, તેજ તણો નહી પાર;
શેવક સઘળા નમન કરે છે, આવી તુજ દરબાર.
માજી પદ પુજન નીત કરીએ, માજીનું ધ્યાન સદાં ધરીએ.

---

રાગ આજ સખી કેમ તું રીસાઇને રહી. ૪૬

ઉમીઆ માજી આજ, તુને વંદુ વાર વાર;
આ સેવકને આ સમે, તમે છો તારનાર. ઉમીયા.
નમન કરૂ નીત્ય માજી, આપને હું આજ;
શાંતી આગો માહરી, તમો છો સીરતાજ. ઉમીયા.
છો માજી દયાળ દેવી, જગતનાં આધાર;

કૃપા કરો માજી તમે, સુને માજી આ વાર. ઉમીયા.
સેવક સો આવીને નમે છે માજી આજ;
કર જોડી મમન કરે, રાખો અમારી લાજ. ઉમીયા.

---

રાગ આજ સખી આનંદ આનંદ આજે. ૪૭
નીત્ય નમું ઉમીયાજી માતુ અમારી;
નમુ નીત્ય, રાખી ચીત, દીલ ધારીરે. નમુ નીત્ય.
એ માજી ઉમીયાં માતુ મારી;
સો સરણે આવ્યા મા તમારી.
કરે ભકિત તમારી સારી;
સો સંતને લાગે છે પ્યારી રે. નમુ નીત્ય.

---

રાગ હુકમ કરે. ૪૮
રે જીવ તું આ વાર, કરે છે શું વીચાર;
મતી તારી સુધાર, તને કહું છું વાર વાર.
સંસાર છે અસાર, નથી પાપનો કાંઇ પાર;
થયો છું ગુનેગાર, માફી માગું છું આ વાર,
ભુલ્યો ભુલ્યો તારો સુને આ વાર.

---

ગાયન ૪૯ મું રાગ પુનમ ચાંદની.
ચાલો હેતેથી જઇએ ઉંઝા ગામમાંરે, ત્યાં બીરાજે છે ઉમીયાજીમાત; માજી પાસે આવીને ગુણ ગાઇએરે.

સાખી.

સોનેરી સીંહાસન પરે, બેઠા મોરી માત;
જુગમાં કીર્તી છે ઘણી, ઉમીયા મા સાક્ષાત:
માજી મંડપમાં આવી અમે નમીંએરે, માજી કરોને આનંદ આજ.
માજી પારે;

સાખી.

શું કહું શોભા આપની, તેજ તણો નહી પાર;
કાન્તી માની નીરખતાં, વીજળી સમ ચમકાર.
માજી રૂપ નીહાળો હું તો રાજી થયોરે, માજી વંદુ વાર વાર;
માજી પારે-

સાખી.

માજી આગળ આવીને, નાચું થેઈ થેઈ કાર
હરગોવન ગુણ ગાય છે, આવીને આ વાર;
માતા ઉમીઆજી મહેર કરો મુજનેરે, હું તો થઇ રહ્યો તમારો દાસ. માજી પારે.

---

## રાગ દશા કરે તે કોઇ ન કરસે. ૫૦

શેવક સર્વ આવી માજી અર્જ કરે આ વાર;
દરશન દેજો માજી અમારી વંદુ વારમવાર. શેવક.
સકળ દેશમાં કીર્તી ગાજે કહેતાં ના આવે પાર;
તેથી શેવક સર્વે આવે માજીના દરબાર. શેવક.
શ્રાવણ માસમાં સંઘ ભરાએ શોભાનો નહીં પાર;
નાનાં મોટાં સર્વે આવી બોલે જય જયકાર સેવક.

અતિ ઉમંગે શેવક માજી લાવે પુષ્પના હાર;
તેની સોભા શી કહુ ં માજી કહેતાં ના આવે પાર. સેવક.
હરગોવન મા અર્જી કરે છે દરશન દયો મંમાય;
આવીને પાનાચંદ માજી લાગે તમોને પાય. સેવક.
ઉંઝા નગરમાં વાસ તમારો ઉમીયાજી મંમાય;
વર્ધક મંડળી કહે છે માજી સૌને થાજો શહાય. સેવક.

---

## રાગ ગાજે ગગન. ૫૧

છો દેવી દયાળ તમે, દેવી દયાળ તમે આવ્યા સેવક સૌ સનનનન;
તારો માજી મયાળ તમે, માજી મયાળ તમે તારોને માજી તનનનન.
થૈયાં થૈયાં નાચુ થનનન, ઝાંઝર વાગે માજી ઝનનન છો દેવી.
ઉમીયા માજી આ સમે, તારોને આ વાર;
શેવક સઘળા આવીઆ.
માજી ઉતારો ભવપારરે, માજી મહેર કરી તમે તારો;
માજી જાણી તમારા બાળરે; માજી.
માજી તારા મંદીરે, મોહ્યું મારૂં મન.
આવી સૌ સેવક નમે, ઉમીયા માજીરે આવી શેવક મા
સૌ નમેરે.
દયાળુ તારજો તમે, સેવક આવી સૌ નમે. નમું.
અતી ઉમગે આજ, અતી ઉમંગે આજ;
માજી ઊમીઆજી મા આજ તુને નમુ આજ તુને થજો સ્હાય
મુને. છો દેવી.

---

## ગીતી ૫૨.

ઉમીયા માતુ મહારી, ઉઝાં નગરમાં વાસ તમે કીધો;
સેવક સૌ તારાને, પ્રેમ ધરી પડછો તેં દીધો.
સૌ જગતમાં માતા, કીર્તી તમારી વર્ણી નવ જાએ;
પ્રેમ ધરીને માજી, હરગોવન ગુણ તમારા ગાએ.

## રાગ કલ્યાણ. ૫૩

ઉમીયા માતા ઉમીયા માતા સૌ શેવકને દયો સુખ સાતા. ઉ.
ઉંઝા નગરમાં વાસ તમારો, દરશાન દયો તમે છો સુખદાતા. ઉ.
હું શેવક તમ સરણે આવ્યો, કૃપા કરો ત્રણ જગતની માતા. ઉ.
આવી માજી તુંને નમન કરૂં છું, પ્રેમ ધરી અમે ગુણજ ગાતા ઉ.

## રાગ આરતી ૫૪

જય ઉમીઆ રાણી મા. ૨ ત્રણ લોકની માતા;
શંકર પટરાણી. જય ઉમીઆ રાણી ૧
બ્રહ્મા આદી દેવ ગુણ તારા ગાતા, મા.
અખંડ જોત મા તારી, દરશાન દયો માતા. જય ઉમીયા. ૨
ઉમીયા મોરી માત કૈલાશે વાશી, મા.
દેવ દુઃખ હરણવાને માયા પ્રકાશી. જય ઉમીયા રાણી. ૩
સપ્તદ્વીપ નવ ખંડ વાસ સકળ તારો મા.
શંકર દુઃખ હણવાને ભસ્માસુર માર્યો જય ઉમીયા. ૪
મહીમા માજી આજ વર્ણ્યા નવ જાએ. મા.
શેવક સૌ આવી ગુણ તારા ગાએ. જય ઉમીયા. ૫

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનારાઓનાં નામ.

## લુણસાવાડો.

૨૦ ભટ. છગનલાલ દયારામ — ૧૫ ક. ચકાભાઇ છગનલાલ
૧૦ સોમનાથ હરગોવનદાસ — ૧૦ પા. મોતીરામ બહેચર
૧૦ મોહનલાલ દોલતરામ — ૧૦ પા. મુલચંદ ગોવીંદરામ
૫ લોધા. ગુલાબચંદ બહેચર — ૫ પા. મગનલાલ ઉમેદરામ
૫ ક. મગનલાલ ગોપાલદાસ — ૫ ક. મંગલદાસ ચકાસા
૩ લવાર. દલસુખ દેવકરણ — ૨ સામી. શોમનાથ હીરાચંદ

## વીરમગામ.

૫૦ પરીખ. લલુભાઇ બાલાભાઇ

## સારંગપર જીલ્લો.

૫ સાસ્ત્રી. ભાઇશંકર વરતારામ

## સરાપરમાં.

૧૦ પા. કેસવલાલ અમુલખ મે. — ૧ અંબારામ નરરદાસ
૧ આતમારામ પીતાંબર — ૧ આબા વીરા

## ધીનાકાંટે.

૫ પા. સંકર હરીભઇ — ૫ પા. રણછોડદાસ સંકર
૫ પા. નારણદાસ ગીરધરદાસ — ૫ કસનદાસ નરસીદાસ.

## કંદોઇઓર.

કંદોઇ. મનસુખભાઈ મુળજી — ૧ કંદોઇ. જગજીવન મુળચદં

## દરીયાપર જીલો.

૨૫ કા. મગનલાલ કેવળદાસ, — ૨૫ પટેલ. મોતીલાલ મનસુખરામ

૨૫ પા. મોહનલાલ મગનલાલ. ૧૫ પા. સાંકળચંદ સંકરદાશ
૧૦ પા. દલપતભાઇ નરસીદાસ ૧૦ પા. સાંકલચંદ નારણદાસ
૧૦ પા. સકરાભાઇ નથુભાઇ ૧૦ ક. જેઠાલાલ હરીલાલ
૫ પા. મનસુખરામ સાંકલચંદ ૨ જાની. ત્રીકમલાલ મથુરદાસ
૨ ભટ માણકેશ્વર મોતીરામ ૨ પા. બેહેચર સંકરદાસ
૧ પા. નાથાલાલ રવીચંદ ૧ પા. આહાસુખરામ રૂપરામ
૧ નાથાલાલ લલુભાઇ.

## શાહાપુર જીલો.

૧૦ પા. જીવાભાઇ અંબારામ ૧૦ પા. કલુભાઇ ખુસાલદાસ
૧૦ લલુભાઇ નાનસા ૧ગ ઇસવરદાસ બહેચર
૧૦ પા. સોમાભાઇ ઝવેરદાસ ૧૦ મનસુખભાઇ છમનદાસ
૧૦ મોતીલાલ સંકરદાસ ૧૦ ભાવશાર સાંકલચંદ હરગોવન
૫ પરસોતમ કેવલદાસ ૫ ભાઇશંકર નારણદાસ
૫ ચુનીલાલ કસ્તુરચંદ ૫ મગનલાલ કાકુજી
૫ પા. ભોગીલાલ જમનાદાસ ૫ સુતાર સોમનાથ પ્રેમચંદ
૫ મીઆં અમીદખાં રસુલખાં ૫ ગરાસીઆ ગુલાબચંદ જેસંગ
૪ બારોટ મોહનલાલ ભેમજી ૧ તરવાડી. સીવશંકર ભુખણદાસ

## ખોડી આંબલી.

૭૫ સા. પા. વાડીલાલ પીતાંબર ૧૦ પા. મણીલાલ પાનાચંદ
૧૦ પા. શીતલાલ મુળજી ૧૦ મોતીરામ મુળજી
૧૦ પા. સંકરદાસ નરોતમદાસ ૩ પા. કેશવલાલ દલપતરામ
૨ પા. પાનાચંદ મોતીલાલ ૧ પા. રણછોડ હઠીસા

૧ પા. કેશવલાલ આતમારામ
૧ પા. સાંકલચંદ જેઠાભાઇ
૧ પા. છગુલાલ નથુભાઇ
૧ પા. વનરાવનદાસ જેકસન
૧ પા. ચકાભાઇ ચુનીલાલ

## કાલુપર જીલ્લો.

૫૦ પા. આતમારામ ત્રીકમલાલ
૧૦ પા. રણછોડદાસ ગોપાળદાસ
૧૦ સોની. રણછોડ મથુરદાસ
૧૦ પા. ભોગીલાલ જીવણદાસ
૫ દલપત ભીખાભાઇ
૫ પા. શકરાભાઇ ઘેલાભાઇ
૫ ધોબી. મોતીલાલ નથુભાઇ
૬ સોની. રામજી હરગોવન
૪ ચમનલાલ લાલાભાઈ
૧ ખાતરી જેઠાલાલ નારણદાસ
૩ ભોગીલાલ મોતીલાલ
૨૦ પા. લલુભાઇ ગોવીંદરામ
૧૦ સોની. જીવરામ દલપત
૧૦ છોટાલાલ કીસનદાસ
૧૦ પા. બાજીદાસ મોતીરામ
૫ પા. છગનલાલ રણછોડ
૫ પા. જુગાભાઇ મોહનલાલ
૫ કડીઆ ચુનીલાલ કસન
૫ ચીતારા ચતુરદાસ કાળીદાસ
૧ જાની. હરીશંકર બહેચર
૧ પીતાંબર કસનદાસ



# જાહેર ખબર.

સરવે સાહેબોને વીનંતી કરવામાં આવે છે જે આ ચોપડી જે સાહેબોને ખરીદ કરવાની ઈચ્છા હોય તેઓએ નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે મંગાવી લેવા તસ્દી લેવી એજ વીનંતી બાહાર ગામવાળા સાહેબોને ટપાલ ખરચ જુદુ પડશે કી. રૂ. ૦—૧—૬ નાટપેડ કાગળ લેવામાં આવશે નહી.

## મળવાનું ઠેકાણું નીચે મુજબ.

**જાની. નાથાલાલ ભગવાનજી**

ઠે. અમદાવાદ સાહાપુરમાં ગોઝારીઆની પોળ પાસે ખડકી ઘર નંબર ૪

**કડીઆ. ચકુભાઈ છગનલાલ**

ઠે. અમદાવાદ લુણશાવાડે ત્રણ શેરીમાં ઘર નંબર ૯

**પટેલ. હરગોવન કાહાનદાસ**

ઠે. અમદાવાદ સાહાપુરમાં ગલાગાંધીની પોળ.

**પટેલ. મગનલાલ કેશવલાલ**

ઠે. અમદાવાદ નવાતળીઆની પોળ.

**પટેલ. પાનાચંદ કાળીદાસ**

ઠે. અમદાવાદ કડવા પોળમાં લાલ પોળ.